ગુજરાત આનામાળા સીરીઝ ૯ મી.

प्रारब्ध पहेले बने पिछे बने शरीर,
तुलसी यह आश्चर्य हय मनन बांधे धीर.

तुलसीदास

# ચંદ્રહાસની વાર્ત્તા.

પ્રયોજક અને પ્રકાશક

ગોર—અંબાલાલ છગનલાલ.

શીકા ( સ્ટેટ ઇડર—મહિકાંઠા. )

સંસાર દર્શન, વિનોદિની અને કમલિની, રાણી દુર્ગાવતી સવિતા, સુશિલા, વિગેરેના કર્ત્તા અને કેટલાંક માસીકોના લેખક.

વિક્રમાબ્દ ૧૯૭૫. ] પ્રત ૧૦૦૦. [ ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.

( સર્વ હક સ્વાધીન ).

આવૃતી ૧ લી.

કિંમત. } ગ્રાહકોને માટે એક આનો.
છૂટક નકલનો દોઢ આનો.

# વિનંતી પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોને મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ, એ દરેક બંધુઓથી અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દૃષ્ટિવૃત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

વિજયા દશમી.
વડાગામ (મહિકાંઠા)

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ.
શીકા (સ્ટેટ ઇડર-મહિકાંઠા.)

# ચંદ્રહાસની વારતા.



વેં મેધાત્રી નામનું એક નગર હતું. ત્યાંના રાજાને ચંદ્રહાસ નામનો એક પુત્ર હતો. તે પુત્રને જન્મથીજ શરીરમાં ખોડ એ હતી જે એને છ આંગળીઓ હતી. એ કારણથી રાજાએ જ્યોતિર્વિદ પંડીતોને બોલાવ્યા અને ત્હેમને જન્મકુંડળી સબંધીની હકીકત પૂછી. તે પંડીતોએ એક બીજાની સંમ્મતિ લઈ જન્મકુંડળી સાથેનો યોગ મેળવી રાજાને કહ્યું જે—

હે રાજા ? ત્હારા આ પુત્રનાં હજુ દશ વર્ષ સારાં નથી તેનો જન્મ શનિની મહા દશામાં છે. માટે એને કોઇ બીજા નિર્ભયસ્થાનમાં મૂકી આવ નહિતો ત્હારો ત્હારા ધનનો અને તારા રાજ્યનો થોડાજ વખતમાં નાશ થઇ જશે. આ હકીકત સાંભળી રાજા ઘણોજ દીલગીર થયો, અને તે સંબંધી વિચાર કરવા લાગ્યો. હવે મારે કેમ કરવું ? મારા એકના એક પુત્રને હું કોઈ બીજે સ્થાન મોકલવા રાજી નથી ઇશ્વરે જેમ ધાર્યું હશે તેમ થશે. દરબાર બરખાસ્ત થઇ જ્યોતિષીઓ પોતપોતાને ઘેર ગયા, અને રાજા વિચારશુન્ય અવસ્થામાં ત્યાંને ત્યાંજ બેશી રહ્યો.

વખત આગળ ચાલ્યો અને એ પછી બેચાર વર્ષમાં તો રાજા રાણી સ્વર્ગસ્થ થયાં. અને દુશ્મનોએ એનું રાજ્ય પડાવી લીધું. બીજાં, માણુસોએ દુશ્મનો સ્હામે થઇ શકાય એમ ન્હોતું એટલે તેઓએ દુશ્મન ભયથી એટલુંજ કર્યું જે, નિરાધાર કુંવર અને એક ધાઇને

ચીઠી લખી આપી. પાડોશના કુંતલપુરના રાજાના પ્રધાનને ત્યાં મોકલાવી દીધાં.

ચંદ્રહાસ તથા ધાઇ કુંતલપુરના આમાત્ય ધૃષ્ટબુદ્ધિને ત્યાં જઇ રહ્યાં એ પ્રધાનમાં એનામાં નામ પ્રમાણેજ ગુણ હતા. તેણે એ રાજ્યમાં ઘણા વર્ષ નોકરી કરી હતી. લાંચરૂશ્વતોથી તેણે ઘણોજ પૈસો પેદા કર્યો હતો ગ્નાતે વાણીયો હતો. એનામાં કંઇક પરોપકાર બુદ્ધિ હતી. એ કારણથીજ એણે નિરાધાર કુંવર તથા ધાઇને પોતાને ત્યાં રાખ્યાં હતાં.

એ પછી કમનશીબ ચંદ્રહાસની ધાઇનુ પણ થોડાજ વખતમાં મરણ થયું. બાળક નિરાધાર હાલતમાં આવી પડયો. પણ એનાં પૂર્વનાં સુકૃત્યોએ એના ઉપર દયા કરી. નારદ રૂષીનો સમાગમ મેળવી દીધો. નારદ રૂષીને આ બાળક ઉપર દયા આવી. તેને એકાંત જગામાં લઇ જઇ સ્નાન કરાવી. કંઇક માત્ર ઉપદેશ આપ્યો. છેવટે જતાં જતાં તે બાળકને એક લખોટી જેવી ન્હાની મૂર્ત્તિ આપી અને ત્હેનું પુજન કરવું એમ શિખવાડયું શંશય દુર કરવા માટે અત્રે જણાવવું જોઇએ, કે તે લખોટી તે ભગવાન શાલીંગ્રામ (વિષ્ણુ) ની મુર્તિ હતી.

એ બાળક દરરોજ એકાંત જગામાં લઈ જઇ તેની સાથે રમતો અને નારદ રૂષિના અનુગ્રહ મુજબ એ દરરોજ એની માનસીક પુજા કરતો. એ મુર્ત્તિ તેની પાસેથી કોઇ લઇ જાય નહિ એ માટે તે મોઢામાં રાખતો અને સ્હવારના સ્નાનાદીકથી પરવારી એકાંત જગામાં જઇ મુર્તિને મોંઢામાંથી બહાર કાઢી તેની માનસીક પૂજા કરી પાછી એ મુર્ત્તિ મોંઢામાં મૂકી દેતો. એમ ઘણાં દિવસ ચાલ્યું.

હવે એમ કરતાં કરતાં એનુ પુન્ય વધી ગયું. હવે એ વાત ઉપર તમને શંકા થશે કે નારદરૂષી જેમ પહેલાં સર્વે ઠેકાણે આવતા તેમ હવે કેમ આવતા નથી અને માણસોની નજરમાં પડતા નથી. તેનો ઉત્તર એવો છે જે તમારી શ્રદ્ધા ભાવના પ્રભુ પ્રત્યેની ઐક્યતા તદન ઓછી થઇ ગઇ છે. એ કારણથીજ દેવો અત્રે આવતા નથી તેનો એક ન્હાનો સરખો દ્રષ્ટાન્ત છે કે—

એક વખતે નારદ રૂષિએ ભગવાન્ વિષ્ણુને પ્રશ્ન કર્યો. કે હે પ્રભુ આપ જગતની રક્ષા છુપા રહીને કરોછો. તે કરતાં આપ મનુ-ષ્યોમાં જેમ રાજાઓ જાહેર રીતે સીંહાસન ઉપર બેસી રાજ કરે છે, લોકોમાં પ્રખ્યાતી મેળવે છે, અને ઘણા લોકો તેમની સેવા વંદના કરે છે, તેમ આપ કેમ કરતા નથી, આપ તો અંતર્યામી પરમાત્મા છો. આપે પણ મનુષ્ય લોકમાં રહી એવી રીતે જાહેરમાં રાજ્ય આસન ઉપર બેસી રાજ્ય કરવું જોઇએ. એ પછી ભગવાને કહ્યું કે એનો ઉત્તર હું તમને થોડા દીવસ પછી બતાવીશ. હમણાજ તમો સત્ય લોકમાં જાઓ. અને અમુક ગામના અમુક મહોલ્લામાં શું થઇ રહ્યું છે, તે જોઇ આવો—

ભગનાનની આજ્ઞાઅનુસાર તરતજ નારદજી સત્યલોકમાં ગયાં. અને તે ગામના તેજ મહોલ્લામાં એક ચાલીસ સુંઢનો મોટો હાથી હતો. તેની ચારે બાજુએ લોકોનો મોટો સમૂહ ભેગો થયો હતો. કે-ટલાક લોકો એને જોઈ જોઇ ખુશ થતા હતા કેટલાક છોકરા પત્થર નાખતા હતા. તો કેટલાક એ મોટા જીવાત્માની મશ્કરી કરતા હતા. એ પછીતો કલાક બે કલાકમાં બસો ત્રણસોથી માંડીને આડદસ હ-જાર માણુસ ભેગું થઇ ગયું.

વખત આગળ ચાલ્યો જોઇ જોઇને ભેગા મળેલાઓમાંથી એક પછી એક છુટા થવા લાગ્યા. અને બીજા દિવસે તો માત્ર પાંચદસ માણસોજ તે હાથીની પાસે જોવામાં આવ્યાં, આ હકીકત નારદજી-એ વૈકુંઠમાં આવી ભગવાનને કહી સંભળાવી ત્યારે અંતર્યામી પરમાત્મા એવા જે ભગવાને નારદજીને કહ્યું જે હું પણ જો એવા પ્રકારે પ્રકાશમાન થઇ મૃત્યુલોકના રાજાઓની સમાન ઠાઠમાઠથી રહું તો ઘણા દીવસ પછી अतिपरिचयादवज्ञा મારી પણ અવજ્ઞા થતાં વાર લાગે નહિ અને મને પણ લોકો માને નહિ. આ સાંભળી નારદજી તે દિવસથી પોતાનુ કામ નિયમસર કરવા લાગ્યા પોતાનુ અપમાન થાય એ માટે નારદજી આ લોકમાં શા માટે આવે? જો કે તેઓ પોતે પ્રત્યક્ષ આવી સાધુ મહાત્માના રૂપમાં તમારી સામે ઉભા રહે તો પણ લોકો તેમની મશ્કરી કરે, તો પછી કોઈ છેવટે બાવો જોગટો પણ કહી દે—

અહીં કુતલપુરના પ્રધાન ધૃષ્ટબુદ્ધિની કન્યા વિવાહયોગ્ય થઈ ગઇ હતી એ કારણથી તેણે જ્યોતિષીઓને બોલાવી કન્યાની જન્મ-કુંડળી તેમને બતાવી અને પૂછ્યું કે તેનો વિવાહ કોની સાથે થશે? એ પછી જન્મ પત્રિકા જોઇ જ્યોતિષીઓએ કહ્યું કે તમારે ત્યાં જે નિરાધાર બાળક પાળવામાં આવ્યો છે તેની સાથે આ પુત્રીનો લગ્નયોગ છે. એમ આ પત્રિકા ઉપરથી જણાય છે, એ પછી તે મંત્રીને ઘણુંજ ખોટુ લાગ્યું. અને ક્રોધ કરી જ્યોતિષીઓના વચનને પોતાના બળથી મીથ્યા કરવા વિચાર કર્યો. રાજસેવકોને બોલાવી, " ચંદ્રહાસને " જંગલમાં લઇ જઇ મારી નાખો એવો એકદમ હુકમ કર્યો ત્યારે તે સેવકો તેને એક ઘોર જંગલમાં લઇ ગયા અને તેનો વધ

કરવા માટે વિચાર કરી એક જગ્યા ઉપર આસન લીધું. ત્યારે તે બાળક ઘણીજ નમ્રાથી કહેવા લાગ્યો કે અરે ભાઇઓ ? તમે મને મારી નાંખશો ? હું એક નીરપરાધી બાળક છું. ઠીક જો તમારો મને મારવાનો વિચાર હોય તો પહેલાં મને સ્નાન સંધ્યાદીક કરવાદો. પછી ભલે તમે મને મારી નાખજો.

ઉપરની હકીકત ઉપર મારાઓએ ધ્યાન આપ્યું નહી. તોપણ એક બુઢ્ઢાને દયા આવી અને તેણે તેમ કરવાને રજા આપી. છેવટે તેના સોબતીઓને તેણે કહ્યું કે ભાઇઓ આપણને એ બાળક મારવાનો તો છેજ માટે ભલે અર્ધા કલાક પછી મારીશું. હમણાં તે જે કામ કરતો હોય ને તેને કરવા દો સૌએ રજા આપી એવા પ્રકારે છુટી મળતાંજ ચંદ્રહાસ સંધ્યા આદીક નીત્યક્રીયાથી પરવારી શાલીગરામની મૂર્તિ મુખમાંથી બહાર કહાડી તેની માનસીક પુજા કરતો પ્રાર્થના કરવા લાગ્યો, કે—

હે ભગવાન ? હે સર્વાશ્રય, સર્વ શક્તિમાન ઇશ્વર આપ સર્વજ્ઞ સર્વ વ્યાપી વિરાટ પુરૂષછો તેથી હું આપને નમસ્કાર કરૂંછું.

હે અનંત, હે કેશવ, હે માધવ—આપ પ્રાણી માત્રના હૃદય ભૂત છો. જગતનો આધાર આપના ઉપરજ છે. આપ સર્વદર્શી અને જગતના પરિત્રાતાછો. દુષ્ટોના સાશન કર્તા છો. અધર્મીઓના સાક્ષાત યમરૂપછો. આપ વિષ્ણુછો. અનંત બ્રહ્માન્ડના આપ શીવ રૂપ છો તેથીજ હુ આપને નમસ્કાર કરૂછું.

હે નાથ, હે અનાથ બંધુ મારી વ્હારે ધાઓ, અને કાળરૂપે ઉભેલા દુષ્ટ ચંડાળોના હાથથી બચાવો. હે પ્રભુ હે દીનબંધુ હવે મારી આ છેવટની પુંજા ગ્રહણ કરજો.

બને તો મારૂં શરણાગતનુ રક્ષણ કરજો, એ પછી તરતજ ભગવાને ચતુર્ભુજ સ્વરૂપે દર્શન આપી કહ્યું કે, બેટા તું ભયનકર હવે તને સાક્ષાત કાળનો પણ ભય નથી તને જે કોઇ મારશે તેનાજ કટકે કટકા થઈ જશે એનાં શસ્ત્રો હાથમાંથી છુટી જશે. માટે તુ નિર્ભયથા. સાંભળી ચંદ્રહાસે પ્રભુના ચરણોમાં વંદન કર્યું. અને પ્રભુ ત્યાંથી અંતરધ્યાન થઇ ગયા. વળી આકાશ વાણી થઇ કે હે દુષ્ટો, જો તમો ચંદ્રહાસને મારશો. તો તે પહેલાં તમારાજ કટકા થઈ જશે. તમારાં શસ્ત્રો તમારાજ મસ્તકપર પડશે. માટે સીધા સીધા ઘેરજ ચાલ્યા જાઓ. એ પછી તે મારવા વાળાઓને પ્રાણ ભયથી તે બાળક ઉપર દયા આવી તેને છોડી મૂક્યો પણ એની છઠ્ઠી આંગળી કાપી લઇ ગયા અને પ્રધાનને બતાવી કહેવા લાગ્યા. હે પ્રભુ, અમોએ તેને મારી નાખ્યો છે. અને તેની આ છઠ્ઠી આંગળી કાપી લાવ્યા છીએ. આ સાંભળી ધૃષ્ટબુદ્ધિ ઘણોજ ખુશી થયો.

અહીં ચંદ્રહાસ ઘણાજ આનંદની સાથે વનમાં રહેવા લાગ્યો તે કંદમૂળ ખાઇ અને ઉત્તમ ઉત્તમ ઝરણોનુ પાણી પી ભગવદ્ ભક્તિમાં નિમગ્ન રહેવા લાગ્યો. ઇશ્વરની કૃપાથી ગાય તેની પાસે આવી દૂધ પાઇ જતી અને મોર તેની ઉપર છાયા ધરતા તથા વનનાં હિંસક પશુઓ પણ એની રક્ષા કરતાં. અહીં દુઃખ નથી, અહીં પરિતાપથી અહીં કોઇ કોઇનો રાજા નથી અહીં કોઇ કોઈની પ્રજા નથી ત્યાં કોઇ કોઇની ચોરી કરતુ નથી. અને કોઈ કોઇને પકડી કેદખાને નાખતુ નથી, સર્વત્ર આનંદ અને સુખની છાયા વર્તમાન છે. ત્યાં સુકાળ છે. અને સત્ય યુગ ચાલે છે. જેને જેમ ફાવે તેમ આહાર વિહાર કરી શકે છે. અહીં યોગ મગ્ન થયેલા યોગી મહાત્માઓનુ વિશ્રામસ્થાન છે કે જ્યાં અસત્યનો પ્રવેશ કિંચિત્ માત્ર નથી ત્યાં

નિરાધાર ચંદ્રહાસ કંદ મૂળાનો ફળા હાર કરતાં પોતાના દિવસો સુખ પૂર્વક ગુજારે છે **એમ ઘણા દિવસ ચાલ્યું. એ પછી** કંતલપુરના રાજાના ખાલસા રાજાની સ્વારી તે જંગલમાં થઇને નીકળી તે બાળક તેની દ્રષ્ટિએ પડયો. તે રાજા પુત્ર વગરનો હતો વૃદ્ધ હતો. અને આવા કાન્તિમાન પુત્રને જોઈ ઘણોજ હર્ષ પામ્યો વિચાર કર્યો કે હું તેને પોતાની રાજ્યધાનીમાં લઇ જઈ તેને પુત્રની સમાન પાળી તેને રાજ્ય આપી દઇશ વિચાર થતાંજ રાજસેવકોએ એ પુત્રને પોતાની રાજ્ય ધાનીમાં લીધો અને તેનું પાલન પોષણ કરી છેવટે એનેજ રાજા કરી દીધો, અને તેનું જતન કરવા લાગ્યા.

કંતલપુરનો મંત્રી ધૃષ્ટબુદ્ધિ કોઇ કારણ પ્રસંગે એ નગરમાં આવ્યો અને ચંદ્રહાસને જોઇને ઘણોજ વિચારમાં પડયો. મનમાં કહેવા લાગ્યો કે અરે ? મે એને ચંડાળોના હાથે મારવાનો પ્રબંધ કર્યો હતો છતાં આ નર પિશાચ, દુષ્ટ ચંડાળ મારી દષ્ટિ સમીપ કયાંથી

હાય વિધિનું વાક્ય અને બ્રાહ્મણોનું જ્યોતિષ મિથ્યા કરવું એ મારામાં સામર્થ્ય નથી ? ના, તેમ હું કરીશ, ગમે તે રીતે અને ગમે તે પ્રકારે તેનો વિનાશજ કરાવું મનુષ્ય ધારેતો શું કરી શકતો નથી, અલબત બધુયે કરી શકે છે વળી હુંતો એક સમર્થ પુરૂષછું. રાજ્યનો આમાત્ય છું-હજારો નોકર નફરાં મારી આગળ ફરે છે. અને એજ હુકમથી હું પળમાં જ્યાંનું ત્યાં કરી નાખું. આ મારો અહંકાર નથી, અભીમાન નથી સત્ય વાક્ય છે. હું એને પાયમાલ ( નાશ ) કરી દઇશ, એ પ્રેત જેવો નિરાશ્રીત અનાથ ભટકતો બાળક મારા જેવા પ્રધાનની પુત્રીનું પાણી ગ્રહણ કરનાર કોણ શું એ એને પરણશે ? જોઉંછું કે તે કેટલા દિવસ જીવતો રહે છે. ઠીક-**પણ એને રાજ્ય કેવી રીતે મળ્યું. ?**

વળી એણે આધીન રાજાને ધમકાવ્યો અને કહ્યું જે તમે મહારાજાની આજ્ઞા સિવાય આ બાળકને રાજ્ય કેમ આપ્યું ? હવે હું મારા પુત્ર મદનને તેની હકીકતનો પત્ર લખી આપી મહારાજાની પાસે મોકલું છું. ત્યાં મહારાજા તેને પ્રત્યક્ષ જોઇને રાજ્ય ચલાવવાની મંજુરી આપશે તે સિવાય તમારી એકલી સત્તાથી બની શકે એમ નથી. આવી ધૃષ્ટબુદ્ધિની ધમકીથી તે વૃદ્ધ રાજા ગભરાઈ ગયો. અને ધૃષ્ટબુદ્ધિની વાત સર્વે એ માનીને તે કુંવરને કુંતલપુર મોકલી દીધો. તે મંત્રીએ પોતાના પુત્રને આપવા માટે એક બીજો જુદો પત્ર લખ્યો હતો. તેમાં એમ લખ્યું હતું જે.

**ભાઇ મદન ? આ પત્રની સાથે મોકલેલા માણસને એકદમ " વિષ " આપવાની તૈયારી કરજો. તેમાં વિલંબ કરવી નહી.**

એ પછી ચંદ્રહાસ કુંતલપુર જઈ પહોંચ્યો. અને નગરની બહારના એક બગીચામાં ઉતર્યો. ભાતુકરી જળ પીધા પછી માર્ગમાં ચાલવાના પરિશ્રમથી એક શીતળ વૃક્ષની નિચે સુઇ ગયો ત્યાં તેને નિંદ્રા આવી ગઇ.

એ વખતે ધૃષ્ટબુદ્ધિની કન્યા " વિષયા " પોતાની સહચરીઓ સાથે ફરતી ફરતી આ બગીચામાં આવી. અને ત્યાં આ બાળકનું સુંદર રૂપ જોઇ અત્યંત મોહીત થઇ ગઇ,અને પોતે આત્મગત કહેવા લાગી કે,–અહો ? આવું સુંદર અને અપૂર્વ રૂપ ? એની વિશાળ ભ્રગુટી એનાં સુંદીર વિરનેત્રો, અહા ? એની કેવી મનોહર મૂર્તિ ? ધારો કે આ એક આકાશમાંથી ઉતરેલો દીવ્ય પુરૂષ છે. અરે શું નિશાકાર (ચંદ્ર) વિશ્રાંતિ લેવાને અથવા તો માનવ જાતીની પરિક્ષા કરવાને

આ સ્થળે આવ્યો તો નહિ હોય ? અરે ગમે તેમ હોય પણ હું તો ત્હેને મ—ની.

વળી થોડીવાર સ્તબ્ધ થયા પછી મનની સાથે કહેવા લાગી. કે મારો અંતરાત્મા વારંવાર કહે છે કે તે રાજ પુત્ર છે. તે ક્ષત્રિય પુત્ર છે એ દેવ છે. અહા ? મૂખ ઉપરથી જાણે અમૃત ઝરે છે. એનાં ચંચળ નેત્રો જાણે શાન્તિનાં કીરણો વર્ષાવી રહ્યાં છે. ઇશ્વર તમારી ગતી અકળ છે લીલા અપરંપાર છે. એ પ્રેમ અને એ મૂર્તિને હું ભૂલી શકીશ કેમ ?

એમ વિચાર કરતી, અને હાસ્યરસમાં ગોથાં ખાતી તે પ્રેમી બાળા એનાજ રૂપને એકીટસે જોવા લાગી ત્હેવામાં **એની સાથે જે પત્ર હતો તે એના જોવામા આવ્યો.**

ઝટપટ એ પત્રને યુક્તિથી ખોલી અને તેની અંદરના સમાચાર વાંચ્યા તો તેમાં " વિપ " ની વાત લખેલી હતી. આ હકીકતથી તે આશ્ચર્યમાં પડી ગઇ ને વિચાર કરવા લાગી કે આવા સુંદર પુરૂષને મારા પિતાએ વિષ આપવા માટે કેમ લખ્યું હશે. આ પત્ર લખવામાં કંઇક પણ ભૂલ થઇ ગઇ છે. પિતાનો ઉદ્દેશ— " વિષ " શબ્દને ઠેકાણે " વિષયા " લખવાનો હોવો જોઇએ પરંતુ તેઓ " યા " અક્ષર લખવો ભૂલી ગયા છે. અવસ્ય આ પત્રને હું સુધારી લઉછું એમ વિચાર કરી પોતાના નેત્રોમાંથી કાજળ કહાડીને એક સળીથી. " વિષ " શબ્દની આગળ " યા " અક્ષર જોડી દીધો. એ પછી પત્ર જ્યાંને ત્યાં બંધ કરી પોતાના મહેલ તરફ ચાલી ગઇ.

મનુષ્યની ભાગ્યદેવી જ્યારે પ્રસન્ન થાય છે ત્યારે ત્હેને ચારે દિશાઓમાંથી સુખજ આવી મળે છે. દુઃખના સમયે જેમ દુઃખ અનેક સંકટોથી ઘેરી લે છે. તેમજ સુખનો ઉદય થાય છે ત્યારે એનાં વિમળજ્યોતી વડે સર્વ સૃષ્ટિ (સુખ) ને ઉજ્વળ કરી દેછે સુખી મનુષ્ય જે કાંઇ કાર્ય કરે છે તે વખતે ત્હેને કાર્યમાંથીજ સુખ મળે છે આહા ? ભાગ્યની એવી વિચીત્ર ગતી છે. હસવાને વખતે હસાવે છે. અને રડવાને વખતે રડાવે છે. હમણાજ ચંદ્રહાસને ભાગ્યદેવી પ્રસન્ન થઇ છે. એથીજ જ્યાં ત્યાંથી એને સુખ આવી મળે છે.

ચંદ્રહાસે જાગ્યા પછી દૃષ્ટબુદ્ધિને ત્યાં આવી તે પત્ર મદનને આપી દીધો. પત્ર વાંચી મદન ઘણોજ ખુશી થયો કે, પિતાજીએ મારી બેનને માટે યોગ્ય વર શોધી કાઢી અહીં મોકલ્યો છે. હું પણ વિલંબ ન કરતાં એ બંન્નેનાં લગ્ન કરી આપું એ વિચારની સાથે તેણે બ્રાહ્મણને બોલાવી ઘણીજ ધામધુમથી ઉતાવળે લગ્ન કરી દીધાં. એ બંન્નેનાં લગ્ન થયા પછીના છેલ્લો ઉત્સવ રહ્યો હતો. એટલામાંજ ધષ્ટબુદ્ધિ કુંતલપુર આવી પહોંચ્યો. અને આ હકીકતથી ઘણોજ ક્રોધાયમાન થઇ ગયો પછી એણે મનમાં વિચાર કર્યો. કે ભલે કન્યા વિધવા થઇ જાય તો કાંઇ નુકસાન નથી પણ એવા અનાથ બાળકને કન્યા આપવી ? તે કરતાં તેનો પ્રાણાન્ત કરવો અવસ્ય છે એમ નિશ્ચય કરી ચંદ્રહાસને સર્વ સાંભળે તેમ કહેવા લાગ્યો.

મારા વહાલા જમાઇરાજ ? તમારાં લગ્ન થઇ ગયાં છે. હવે અમારા કૂળના રીત રીવાજ મુજબ ચંડીકાના ચરણોમાં આપે પ્રણામ કરવા જોઇએ, અને આપે કાલરોજ પુંજાની સામગ્રી તૈયાર

કરી મહાકાળીનાં દર્શન કરવાને જવું. અને ભક્તિથી પુંજા કરજો નહિતો તેમાંજ તમારૂ ખરાબ થવા સંભવ છે.

એ પછી ધૃષ્ટબુદ્ધિએ પુંજારીઓને બોલાવી તેમને સાનમાં કહી દીધુ જે કાલે સ્હવારે, જે, પુજા કરવાને માટે પહેલો આવે. તેને ચંડીકાની આગળ બળીદાન દઇ દેજો. તમોને હુ ઘણીજ સારી બક્ષીસ આપીશ. એવી રીતે સર્વ પ્રકારે વાત ચીત થયા પછી સર્વ પ્રબંધ ધૃષ્ટબુદ્ધિએ ચંદ્રહાસના નાશનો કરી દીધો.

અહીં ચંડીકાએ કુંતલપુરના રાજાને સ્વપ્નમાં કહ્યું જે સ્હવારમાં તું ત્હારૂ રાજ્ય, મંત્રીના જમાઇ ( ચંદ્રહાસ ) ને આપી દેજે, નહિતો ત્હારો, ત્હારા ધનનો, અને રાજ્યનો નાશ થઇ જશે. પરોઢીયે રાજા વહેલો ઉઠયો અને મંત્રીના જમાઇને બોલાવવા એક દુતને મોકલ્યો પહેલાં તે દૂત મદનને આવી મલ્યો. અને મદને રાજાની આજ્ઞાના સમાચાર જાણી, ચંદ્રહાસને પાસે બોલાવી ખુશી થતાં કહ્યું જે આપને રાજમહેલમાં હમણાંજ બોલાવે છે માટે એ કારણથી આપ જલદી જાઓ. અને હું પુંજાનો સામાન લઇ તમારી વતી દેવીની પુંજા માટે જાઉછું. તેઓએ એક બીજાની વાત સ્વિકારી અને સંકેત મુજબ, પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા આ ગરબડની વચમાં ધૃષ્ટબુદ્ધિને કંઇ સમજ પડી નહી.

અહી રાજાએ પોતાની ગાદી ઘણાજમાનની સાથે ચંદ્રહાસને આપી દીધી અને મંદીરમાં અંધકારના કારણથી મંત્રીના પુત્રને ન ઓળખતાં પુજારીએ દેવીની આગળ બળીદાન દઈ દીધું. આ સમાચાર સાંભળી મંત્રી દોડતો દોડતો દેવીના મંદીરમાં આવી લાગ્યો. તો ત્યાં મદનને લોહીથી ખરડાયલો અને મરી ગયેલો જોઇને મંત્રી ગભરાઇ ગયો અને પુત્ર વિયોગથી તેણે પણ મંદીરના થંભા સાથે

માથું ફોડી પ્રાણ છોડી દીધો. આ વાત આખા નગરમાં ફેલાઇ ગઇ તેથી ચંદ્રહાસને ઘણુંજ માઠું લાગ્યું અને તે દોડતો દોડતો દેવીનાં મંદીરમાં આવી લાગ્યો, અને પ્રાર્થના કરવા લાગ્યો કે,

હે માત? મારો કોઇ અપરાધ નથી. આ બંન્નેનું આપ રક્ષણ કરો. આ વખતે સાળા અને સસરાના મરણનું કારણ હુંજછું. એવી નિંદા આખા નગરમાં ફેલાઈ ગઈ છે. આ કલંક તમારા સિવાય કોઇથી દુર થઇ શકશે નહિ. અને જો. એમ નહિ કરો તો મ્હારે પણ જીવતાં રહીને શું કરવું? હુ પણ મારો આત્મા આપના ચરણોમાં આપી દઇશ–મારૂ શરણાંગતનું રક્ષણ કરો.

એવું કહી તલવારથી પોતાનું શીર કાપવાની તૈયારીમાં હતો એટલામાંજ દેવીએ પ્રત્યક્ષ પ્રગટ થઇ તેને પકડી લીધો અને તેની વિનંતીથી ( મદન તથા ધૃષ્ટબુદ્ધિ ) એ બંન્નેને જીવતા કરી દીધા. અને છેવટની ઘટનામાં લીન થઇ તેઓ આનંદની સાથે પોતપોતાને ઘેર ધયા.

ઉપરની સર્વે વાતમાં ચંદ્રહાસના અનન્યભાવથી શાલિંગ્રામની પુંજા અર્ચન કરવાનું એ ફળ હતું. ભક્તિનું ફળ મોટું છે. એ આપ જાણોછો. પ્રારબ્ધ યોગ, અને ભક્તિ એ બે વિષય જુદા છે. તેમાં પણ ભક્તિનુ ફળ એ પ્રારબ્ધ યોગનો દ્રઢ પાયો છે. સારા સંસ્કારોમાં આપણો જન્મ હોય અને પ્રારબ્ધના યોગ સારા હોય તો તેવીજ રીતે આપણા વર્તનમાં આપણે સારી રીતેજ રહેવું જોઇએ.

તાત્પર્ય એ છે જે કોઈ સંધ્યા, દેવપુજનને નિયમની સાથે કરે છે તેની આધિવ્યાધિ સ્હેજમાં નષ્ટ થઇ જાય છે. અને સંકટની વખતે ઈશ્વર ત્હેને સ્હાય કરે છે. અસ્તુ.

## સ્વારથ કે સબ ભાઇ.

સ્વારથ કે સબ ભાઇ સ્યામ બીના સ્વારથ કે સબ ભાઇ
માત, તાત, સુત દારા ભગની સ્વારથ સે સુખદાઇ. શ્યામ. ૧
ધન જોબન સબ સુખ કે દાતા ધરમ કરે નહિ પાઇ. શ્યામ. ૨
વૃદ્ધ ભયો તબ ધન સુત માગે, લાકડ દેવે લુગાઇ. શ્યામ. ૩
સ્વારથ છૂટો કબૂ ન ઢુકે, આવે ન તેરી માઇ. શ્યામ. ૪
ચેત ચેત મનુષ્ય ચપળ થઇને પરમારથ કર કાંઇ. શ્યામ. ૫
સ્નાન, દાન, જપ, તપ, કરીને ભજીલે શ્યામ સુખરાઈ. શ્યામ. ૬
રામ કૃષ્ણ ગોવિંદ ભજીલે કરલે સત્ય સગાઇ. શ્યામ. ૭
ચરણ કમળ પ્રભુ શ્યામ શરણમાં નાચત હરિગુણ ગાઇ. શ્યામ. ૮

સમાપ્ત.

## સાંસારિક, ધાર્મિક અને નૈતિક વિષયોથી ભરપુ

# અમારાં લોકપ્રિય પુસ્તકો.

| પુસ્તક. | વિષય. | છુટક નકલના કિં |
|---|---|---|
| ૧ લું | —મહાત્મા તુલસીદાસજીનું જીવનચરિત્ર ... | ૦—૧· |
| ૨ જું | —રમુજમાળા ભાગ ૧ લો ... ... ... | ૦—૧· |
| ૩ જું | —રમુજમાળા ભાગ ૨ જો ... ... ... | ૦—૧· |
| ૪ થું | —કન્યાવિક્રય ... ... ... ... | ૦—૧· |
| ૫ મું | —ટપ્પાની મુસાફરી ... ... ... ... | ૦—૧· |
| ૬ ઠું | —અહિંસા ... ... ... ... | ૦—૧—૬ |
| ૭ મું | —દેશ સેવા અને ભક્તિ ... ... ... | ૦—૨—૦ |
| ૮ મું | —રમૂજી કાવ્યો ... ... ... ... | ૦—૧—૦ |
| ૯ મું | —ચંદ્રહાસની વાર્તા .. ... ... ... | ૦—૧—· |
| ૧૦ મું | રમુજગીતમાળા ... ... ... | ૦—૨—૦ |
| ૧૧ મું | શુશીલા ... ... ... ... | ૦—૧—૬ |
| ૧૨ મું | —બિલ્વમંગળ અથવા સુરદાસ ... ... | ૦—૧—૦ |

**નોંધ**—ઉપરના બાર અંકોની વી. પી. સહિત ફક્ત ૦—૧૪—૦ પડશે મંગાવનાર વાંચકોએ નિચેના સરનામે પત્રવ્યવહાર કરવો.

ગોર અંબાલાલ છગનલાલ
C/o ગુજરાતી પંચ ઓફિસ
પાંચકુવા—અમદાવાદ.

આનામાળા સીરીઝની ઓફિ
પોસ્ટ વડાગામ મુ. વડાગામ.
વાયા—તલોદ. એ. પી. રેલવે.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટિંગ પ્રેસમાં શા. સાકલચંદ હરીલાલે છાપ્યું.
પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.